## ભાગ ૦ ૬



☐ મૂલ્ય રૂ. ૭-૫૦






☐ લેખક :ગિજુભાઇ બધેકા   સજાવટ :આબિદ સુરતી





☐ પ્રકાશક :આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૪૦૦ ૦૦૨ તથા અમદાવાદ - ૩૮૦ ૦૦૧

☐ પરિષ્કૃત દ્વિતીય આવૃત્તિ ૧૯૮૯ ☐ મુદ્રક :જયકર ઓફસેટ પ્રિન્ટર્સ શિવાકાશી - ૬૨૬૧૮૯

# મગર અને શિયાળ

એક હતી નદી. એમાં એક મગર રહે. એક વાર ઉનાળામાં નદીનું પાણી સાવ સુકાઈ ગયું. પાણીનું ટીપુંય ન મળે. મગરનો જીવ જાઉં જાઉં થવા લાગ્યો. મગર હાલીયે ન શકે ને ચાલીયે ન શકે.

નદીથી દૂર એક ખાડો હતો. એમાં થોડુંક પાણી હતું. પણ મગર જાય શી રીતે? હાલીયે ન શકે ને ચાલીયે ન શકે. ત્યાંથી એક કણબી જતો હતો. મગર કહે – એ કણબીભાઈ, એ કણબીભાઈ! મને કયાંક પાણીમાં લઈ જા ને! ભગવાન તારું ભલું કરશે.





કણબી કહે – લઈ જાઉં તો ખરો, પણ પાણીમાં લઈ જાઉં ને તું પકડી લે, તો?

મગર કહે – છટ્ છટ્, હું તને પકડું? એમ બને જ કેમ?

પછી કણબી તો એને ઉપાડીને પેલા ખાડા પાસે લઈ ગયો ને પાણીમાં નાખી. પાણીમાં પડતાંની સાથે જ મગર પાણી પીવા લાગી. કણબી એ જોતો જોતો ઊભો હતો એટલામાં મગરે પાછા વળી કણબીનો પગ પકડયો.

કણબી કહે – તેં કબૂલ નહોતું કર્યું કે તું મને ખાશે નહિ? હવે મને કેમ પકડે છે?

મગર કહે – જો, હું તો કંઈ તને પકડત નહિ પણ ભૂખ એટલી બધી લાગી છે કે ખાધા વિના મરી જઈશ. ઊલટી તારી મહેનત નકામી જાય ને? આઠ દિવસની તો ઉપવાસી છું.

મગર કણબીને પાણીમાં ખેંચવા લાગી. કણબી કહે – જરા ઊભી રહે; આપણે કોઈની પાસે ન્યાય કરાવીએ.

મગરે મનમાં વિચાર્યું . . . ભલે ને જરા ગમ્મત થાય! એણે તો કણબીનો પગ મજબૂત પકડી રાખ્યો ને બોલી – પૂછ; ગમે એને પૂછ.

એક ઘરડી ગાય ત્યાંથી જતી હતી. કણબીએ એને બધી વાત કહી ને પૂછ્યું – તું જ કહે ને બહેન! આ મગર મને હવે ખાય છે. એ તે કાંઈ ઠીક કહેવાય?

ગાય કહે – મગરબહેન! ખાઈ જા ઈ કણબાને!

એની જાત જ ખરાબ છે. દૂઝણાં હોઈએ ત્યાં સુધી રાખે; ને ઘરડાં થયાં કે કાઢી મૂકે. કેમ કણબા! આ ઠીક છે ને? મગર કણબીને જોરથી ખેંચવા લાગી.

કણબી કહે – જરા થોભ; બીજા કોઈને આપણે પૂછીએ. ત્યાં એક લૂલો ઘોડો ચરતો હતો. કણબીએ બધી વાત એને કહી ને પૂછ્યું, કહે ભાઈ! આ સારું છે?

ઘોડો કહે – મહેરબાન! સારું નહિ ત્યારે શું ખરાબ? મારી સામું તો જો? મારા ધણીએ આટલાં વરસ મારી પાસે ચાકરી કરાવી ને હું લંગડો થયો એટલે મને કાઢી મૂકયો! માણસની જાત જ એવી છે, મગરબાઈ! ખુશીથી ખા એને.

મગર તો કણબીનો પગ વધારે વધારે જોરથી ખેંચવા લાગી. કણબી કહે – જરાક થોભ. હવે એક જ જણને પૂછીએ. પછી તું મને ખાજે. ત્યાંથી નીકળ્યું એક શિયાળ. કણબી કહે – શિયાળભાઈ! જરા આ અમારો એક ન્યાય કરશો?

દૂરથી શિયાળે કહ્યું – શું છે ભાઈ? કણબીએ સઘળી વાત કરી. શિયાળ એકદમ સમજી ગયું કે મગરનો વિચાર કણબીને ચટ કરી જવાનો છે. તે બોલ્યું – હેં! હેં કણબી! ત્યાં કોરી જગ્યાએ તું પડયો હતો?

મગર કહે – ના રે ના. ત્યાં તો હું પડી ’તી. શિયાળ કહે – હં હં, મને બરાબર સમજાયું નહોતું. ઠીક, પછી શું થયું?

કણબીએ વાત આગળ ચલાવી. શિયાળ કહે – શું કરું, મારી અક્કલ ચાલતી નથી; કાંઈ સમજાતું નથી. ફરીથી બરાબર કહે. પછી શું થયું? મગર જરા ચિડાઈને બોલી – જો હું કહું છું; આ જો, હું ત્યા પડી હતી.

શિયાળ જરા માથું ખંજવાળતું વળી બોલ્યું – કયાં? કેવી રીતે? મગર કહેવાના તોરમાં આવી. એણે કણબીનો પગ છોડયો અને કયાં અને કેવી રીતે પોતે પડી હતી તે બતાવવા લાગી.

તરત જ શિયાળે કણબીને નિશાની કરી કે ભાગ! કણબી ભાગ્યો ને શિયાળ પણ ભાગ્યું. પછી ભાગતાં ભાગતાં શિયાળ બોલ્યું – મગર-બાઈ! હવે સમજાયું તું કેવી રીતે પડી હતી તે! કહે જોઈએ, પછી શું થયું?

મગર તડફડતી પડી રહી ને શિયાળ ઉપર ખૂબ દાંત પીસવા લાગી. તે મનમાં બોલી... આ શિયાળની દોંગાઈને કોઈક વાર હું જોઈ લઈશ. મને એણે ફસાવી.

થોડા દિવસ ગયા પછી વરસાદ આવ્યો. નદીમાં ખૂબ પૂર આવ્યું. મગર જઈને નદીમાં રહેવા લાગી. એક દિવસ શિયાળ નદીમાં પાણી પીવા આવતું હતું. મગરે એને દૂરથી જોયું. મગર કિનારા ઉપર જઈને ગારામાં બરાબર લપાઈને બેઠી; ન હલે કે ચલે. ને માત્ર બે આંખો ઉઘાડી રાખી હતી. શિયાળે એના ડોળા ભાળ્યા. ત્યાંથી જરા દૂર જઈને એ ઊભું રહ્યું ને હસીને બોલ્યું –

**નદીનાળાના ગારાને આવ્યા બે ડોળા,**
**નદીનાળાના ગારાને આવ્યા બે ડોળા!**

મગરે એક આંખ મીંચી દીધી. શિયાળ આંખો મીંચકાવીને બોલ્યું –

**નદીનાળાના ગારામાં રહ્યો એક ડોળો!**
**નદીનાળાના ગારામાં રહ્યો એક ડોળો!**

મગરે બંને આંખ મીંચી દીધી. શિયાળ બોલ્યું — ઓહો!

નદીનાળાના ગારાના ગયા બેય ડોળા;
નદીનાળાના ગારાના ગયા બેય ડોળા!

મગર સમજી ગઈ કે આ તો શિયાળે પોતાને ઓળખી. તે કહે... આગળ કોઈ વાર વાત. ઘણા દિવસ થયા. શિયાળ ક્યાંય મળે નહિ.



એક વાર શિયાળ ખૂબ પાસે નદીમાં પાણી પીતું હતું. સરરર કરતી મગર એની પાસે આવી અને શિયાળનો પગ પકડ્યો. શિયાળે ધાર્યું ... હવે જરૂર માર્યા! આ તો મગરના સપાટામાં આવ્યા.

પણ તે કાંઈ ગભરાઈ જાય એમ નહોતું. ખડખડ હસીને બોલ્યું – ઓહો, મારો પગ પકડ ને! આ પુલનો થાંભલો શું કામ પકડે છે? મારો પગ તો આ રહ્યો. મગરને લાગ્યું કે આ તો ખરેખર આપણે ભૂલ્યા! એણે તો તરત જ શિયાળનો પગ છોડી દીધો ને જોરથી થાંભલો પકડ્યો.

પગ છૂટતાં શિયાળે દોટ દીધી. દોડતાં દોડતાં શિયાળ બોલ્યું – મગરબાઈ! એ મારો પગ નથી, એ તો થાંભલો છે. મારો પગ તો આ રહ્યો!

શિયાળે ફરીથી એ નદીએ પાણી પીવાનું છોડી દીધું. મગરે ઘણી રાહ જોઈ; રાતદિવસ પહેરો રાખ્યો. પણ શિયાળ તો નદી ઉપર આવે જ શાનું? હવે શું કરવું?

નદીકાંઠે એક આંબાવાડિયું હતું. ત્યાં શિયાળ પોતાના ભાઈબંધોને લઈને રોજ કેરી ખાવા આવે. મગરે વિચાર કર્યો કે હવે આંબાવાડિયામાં છુપાઉં. એક દિવસ તે સાખના મોટા ઢગલામાં લપાઈને બેઠી. શિયાળને આવતું જોઈને બે ડોળા ઉઘાડા રાખ્યા.

હંમેશની જેમ શિયાળ તો મિત્રમંડળ લઈને આવ્યું. તરત જ તેની નજરે બે ડોળા પડ્યા. તેણે બૂમ પાડી કહ્યું – ભાઈ! સંભાળજો. આ મોટો ઢગલો સરકારી છે. એની પાસે કોઈ જશો નહિ. આ બીજા ઢગલામાંથી ખાજો.

આ વખતે પણ શિયાળ આવ્યું નહિ. મગર કહે... હવે તો એની બખોલમાં જ જઈને બેસું. ત્યાં હાથ આવશે જ.

એક વાર શિયાળને બહાર ગયેલું જોઈ મગર તેની બખોલમાં જઈને બેઠી. અડધી રાત રખડીને સવાર પડવા આવી એટલે શિયાળ બખોલે આવ્યું. ત્યાં એણે મગરના બે ડોળા ભાળ્યા. તે કહે – વાહ, આજે તો મારે ઘેર બે દીવા!

મગરે એક ડોળો મીંચી દીધો. શિયાળ કહે – અરે, આ એક દીવો ઓલવાઈ ગયો! મગરે બેય ડોળા મીંચી દીધા.

શિયાળ કહે – અરે, આ તો બેય દીવા ઓલવાઈ ગયા. હવે અંધારામાં કોણ જાય! ચાલ બીજી બખોલમાં જાઉં. મગર તો ઘણી વાર સુધી રાહ જોતી બેઠી, પછી કંટાળીને નદીએ ગઈ. શિયાળ કોઈ દિવસ હાથ જ ન આવ્યું●



એક હતો જોશી. એને જોશ જોતાં ન આવડે પણ દંભમાં રળી ખાય. એક દિવસ તે એક ગામથી બીજે ગામ જવા નીકળ્યો. રસ્તામાં બે ધોળા બળદને એક ખેતરમાં ચરતા દીઠા. તેણે એ વાત ધ્યાનમાં રાખી લીધી.

જોશીજી તો ગામમાં ગયા અને એક પટેલને ત્યાં ઉતારો કર્યો. એક કણબી-કણબણ આવ્યાં ને મહારાજને કહે – જોશી મહારાજ! અમારા બે ધોળા બળદ ખોવાયા છે. કઈ દિશામાં ગયા હશે તેનું જોશ જોઈ આપો ને?

જોશીએ તો હોઠ ફફડાવી એક જૂના સડી ગયેલા ટીપણામાં જોઈને કહ્યું – પટેલ! તમારા બળદો આથમણી સીમમાં ફલાણાના ખેતરમાં છે, તે ત્યાંથી લઈ આવો. પટેલ તો બતાવેલા ખેતરે ગયો એટલે તેને બળદો મળ્યા. તે ઘણો ખુશી થયો અને ટીડા જોશીને રાજી કર્યા.

બીજે દિવસે રાત્રે ટીડા જોશીની પરીક્ષા કરવા ઘરધણીએ પૂછ્યું – મહારાજ! તમારું જોશ સાચું હોય તો કહો, ઘરમાં કેટલા રોટલા થયા હતા? ટીડા જોશીને તો કંઈ ધંધો ન હતો, એટલે રોટલાના તાવડીમાં નાખતી વખતના ટપાકા ઉપરથી ગણેલું કે તેર રોટલા થયેલા છે એટલે તેણે જોશ જોવાનો ડોળ કરીને કહ્યું – પટેલ, આજે તમારા ઘરમાં તેર રોટલા થયા હતા. પટેલ તો બહુ આશ્ચર્ય પામ્યો.

ઉપલા બે બનાવથી જોશી મહારાજની કીર્તિ આખા ગામમાં ફેલાઈ, ને જોશી મહારાજ પાસે સૌ જોશ જોવરાવવા આવવા લાગ્યા. એટલામાં ત્યાંના રાજાની રાણીનો નવલખો હાર ખોવાયો. રાજાએ જોશીની કીર્તિ સાંભળી હતી, એટલે તેણે તેને તેડાવ્યો.

રાજાએ જોશીને કહ્યું – જુઓ, ટીડા મહારાજ! રાણીનો હાર કયાં છે અથવા તો કોણ લઈ ગયું છે તે જોશ જોઈને કહો. હાર જડશે તો તમને ઘણા રાજી કરીશું.

જોશી મૂંઝાયા. જરા વિચારમાં પડયા. રાજાએ કહ્યું – આજની રાત તમે અહીં રહો, ને રાત આખી વિચાર કરીને સવારે કહેજો. પણ જોજો, જોશ ખોટું પડશે તો ઘાણીએ ઘાલીને તેલ કાઢીશ. ટીડા જોશી તો વાળુ કરીને પથારીમાં પડયા પણ ઊંઘ ન આવે. જોશીના મનમાં ભય હતો કે સવારે રાજા ઘાણીએ ઘાલીને તેલ કાઢશે. ટીડા જોશીને ઊંઘ નહોતી આવતી એટલે તે ઊંઘને – નીંદરડીને બોલાવવા લાગ્યા – નીંદરડી! આવ; નીંદરડી! આવ.

હવે વાત એમ હતી કે રાજાની રાણી પાસે નીંદરડી નામની દાસી રહેતી હતી ને તેણે જ રાણીનો હાર ચોર્યો હતો – નીંદરડી! આવ; નીંદરડી! આવ. એમ ટીડા જોશીને બોલતાં એણે સાંભળ્યા એટલે તે એકદમ ગભરાઈ ગઈ. એને લાગ્યું કે ટીડા જોશી પોતાનું નામ જોશના બળથી જાણી ગયા છે.

નીંદરડીએ બચી જવાના વિચારથી ટીડા

જોશીને હાર આપી આવવાનો વિચાર કર્યો. તે હાર લઈને જોશી પાસે ગઈ અને બોલી – મહારાજ! લ્યો આ ખોવાયેલો હાર. મારું નામ હવે લેશો નહિ. હારનું ગમે તેમ કરજો. ટીડા જોશી મનમાં ખુશી થયા કે આ ઠીક થયું; નીંદરને – ઊંઘને બોલાવતાં આ નીંદરડી આવી અને હાર આપી ગઈ! ટીડા જોશીએ નીંદરડીને કહ્યું – જો, આ હાર રાણીના ઓરડામાં તેના પલંગ નીચે મૂકી આવ.

સવાર પડી એટલે રાજાએ ટીડા જોશીને બોલાવ્યા. ટીડા જોશી તો ઢોંગ કરી એક-બે સાચા ખોટા શ્લોક બોલ્યા અને પછી આંગળીના વેઢા ગણી હોઠ ફફડાવી, લાંબું ટીપણું ઉખેળી બોલ્યા – રાજા! રાણીનો હાર ક્યાંય ખોવાયો નથી. તપાસ કરાવો. રાણીના ઓરડામાં જ તેના પલંગ નીચે હાર પડ્યો છે, એમ મારા જોશમાં આવે છે.

તપાસ કરાવતાં હાર પલંગ તળેથી જ મળ્યો. ટીડા ઉપર રાજા ખુશી થયો અને તેને સારું ઇનામ આપ્યું.

રાજાએ એક વાર ટીડા જોશીની વધારે પરીક્ષા કરવા એક યુક્તિ રચી. ટીડા જોશીને લઈને રાજા એક વાર જંગલમાં ગયો. જોશીની નજર બીજે હતી એટલામાં રાજાએ પોતાની મૂઠીમાં એક ટીડડું પકડી લીધું, ને પછી મૂઠી બતાવી ટીડાને કહ્યું – કહો, ટીડાજી! આ મૂઠીમાં શું છે? જોજો, ખોટું પડશે તો માર્યા જશો!

ટીડા જોશી હવે પૂરા ગભરાયા. તેમણે વિચાર કર્યો કે હવે ભરમ ઉઘાડો થશે. હવે જરૂર રાજા મારશે. ગભરાઈને પોતાના જોશ સંબંધેની સઘળી હકીકત રાજાને કહી દેવા અને માફી માગવા માટે બોલ્યા –

ટપટપ કરતાં તેર જ ગણ્યા,<br>
વાટે આવતાં ધોરી મળ્યા;<br>
નીંદરડીએ આપ્યો હાર,<br>
કાં રાજા ટીડાને માર?

ટીડા જોશી જ્યાં, ‘કાં રાજા ટીડાને માર?’ એમ બોલ્યા ત્યાં તો રાજાના મનમાં થયું કે જોશી મહારાજ તો ખરેખરા સાચા જોશી છે. રાજાએ પોતાના હાથમાંથી ટીડડું ઉડાડી કહ્યું – વાહ, જોશીજી! તમે તો મારા હાથમાં ટીડડું હતું તે પણ જાણી ગયા!

ટીડા જોશી મનમાં સમજી ગયા કે આ તો મરતાં મરતાં બચ્યા ને સાચા જોશી ઠર્યા! પછી રાજાએ જોશીને મોટું ઇનામ આપ્યું અને તેમને વિદાય કર્યા●





# રાજા હું રે પનોતી

એક હતી ચકલી. ચકલી ચણતી હતી ત્યાં એને એક મોતી જડ્યું. ચકલીબાઈએ મોતી નાકમાં પહેર્યું ને ફુલાતાં ફુલાતાં એક ઝાડની ડાળે જઈને બેઠાં. ત્યાંથી એક રાજા નીકળ્યો. રાજાને જોઈ ચકલીબાઈ કહે –

રાજા હું રે પનોતી,
મારે નાકે નિર્મળ મોતી;
રાજા હું રે પનોતી,
મારે નાકે નિર્મળ મોતી.

રાજા મનમાં મનમાં ખિજાયો, પણ તે દિવસે તો કાંઈ બોલ્યાચાલ્યા વિના કચેરીમાં ચાલ્યો ગયો. બીજે દિવસે રાજા કચેરીમાં જતો હતો ત્યાં વળી ચકલી બોલી –

રાજા હું રે પનોતી,
મારે નાકે નિર્મળ મોતી;



**રાજા હું રે પનોતી,**
**મારે નાકે નિર્મળ મોતી.**

આ વખતે તો રાજા ખૂબ ખિજાયો. રાજાએ તો પાછા વળીને ચકલીને પકડી ને તેના નાકમાંથી મોતી કાઢી લીધુ. ચકલી કાંઈ રાજાથી ડરે તેવી ન હતી. તે તો બોલવા માંડી –

**રાજા ભગત ભિખારી,**
**મારું મોતી લઈ લીધું.**
**રાજા ભગત ભિખારી,**
**મારું મોતી લઈ લીધું.**

રાજાને તો વધારે ખીજ ચડી. તે કહે – શુ હુ કાંઈ ભિખારી છું? હુ તો રાજા છું. મારે કયાં ભૂખ છે? આપી દો ચકલીને એનું મોતી પાછું.

રાજાએ ચકલીને મોતી પાછુ આપી દીધુ. એટલે ચકલી વળી બોલવા માંડી –

**રાજા મારાથી બીનો,**
**મારું મોતી પાછું આપી દીધું.**
**રાજા મારાથી બીનો,**
**મારું મોતી પાછું આપી દીધું.**

હવે તો રાજા બરાબર દાઝે બળ્યો. એ કહે – આ વળી શું? એક ભૂંડી ચકલી આટલું બધું કેમ બોલી શકે? રાજાએ તો ચકલીને પકડાવી. તેને માથે મૂંડો કરાવ્યો ને તેના ઉપર ચૂનો ચોપડાવી કાઢી મૂકી.

ચકલી કહે – રાજા અને રાજાના આખા કુટુંબને માથે મૂંડો ન કરાવુ તો મારૂં નામ ચકલી નહીં!

પછી ચકલી એક શંકરના દહેરામાં જઈને બેઠી. રાજા રોજ શંકરનાં દર્શન કરવા આવે ને પગે લાગીને બોલે – હે શંકરબાપા! ભલું કરજો.

રોજની પેઠે રાજા દર્શન કરવા આવ્યો ને શંકરને પગે લાગીને બોલ્યો – હે શંકરબાપા! ભલું કરજો.

ત્યાં ચકલી બોલી – નહિ કરૂં!

રાજા તો વિચારમાં પડયો. તે ફરી વાર પગે લાગ્યો ને બોલ્યો – હે શંકરબાપા! ભલુ કરજો. ત્યાં વળી ચકલી બોલી – નહિ કરૂં!

રાજા ગભરાયો. તે કહે – હે ભગવાન! મારો કંઈ વાંક થયો હોય તો માફ કરજો! તમે કહેશો તેમ હુ કરીશ. હે ભગવાન! મારૂં ભલું કરજો.

ચકલી કહે – રાજા! તું અને તારૂં આખુ કુટુંબ માથે મૂંડો કરાવી, ચૂનો ચોપડી મને પગે લાગવા આવો તો ભલું કરૂં.

બીજે દિવસે રાજા અને તેના આખા કુટુંબે મૂંડા કરાવ્યા, માથે ચૂનો ચોપડયો ને સૌ મંદિરે આવ્યાં. આવીને સૌ બોલ્યાં – હે શંકરબાપા! અમારૂં ભલું કરજો.

ત્યાં તો ચકલીબાઈ ભરરર કરતાં ભાગ્યાં ને બહાર જઈને બોલ્યાં –

**ચકીબાઈ એક મૂંડાણાં,**
**રાજકુટુંબ મૂંડાણું!**
**ચકીબાઈ એક મૂંડાણાં,**
**રાજકુટુંબ મૂંડાણું!**

રાજા તો ભોંઠો પડી ગયો અને નીચે મોંએ મહેલમાં પહોંચી ગયો●



એક હતો વાણિયો. એને ઘી લેવુ હતું એટલે પોતે કૂડી ને તેર રૂપિયા લઈ બીજે ગામ જવા નીકળ્યો. રસ્તામાં સાંજ પડી ગઈ. સામું ગામ જરા દૂર હતું. થોડી વાર થઈ ત્યાં તો સાવ અંધારું થઈ ગયુ.

ત્યાં તો વાણિયે અંધારામાં દૂરથી કંઈક જોયુ. એને વહેમ પડ્યો કે રખે ને કોઈ ચોરબોર હોય! બીનો તો ખરો પણ આખરે વાણિયો! ખોંખારો માર્યો, મૂછ મરડી અને બોલ્યો –

તું હોય જો ઠૂંઠુંખુંઠું,
તો હું છું મરદ મૂંછાળો,

તું હોય જો કોળીનાળી,
તો તેર ટકાને કૂંડી તારી.

વાણિયાભાઈ તો એમ બોલતા જાય, ખોંખારા મારતા જાય ને ધીરે ધીરે આગળ પગલાં મૂકતાં જાય!

છેક પાસે ગયા ત્યાં તો ઝાડનું ઠૂંઠું! વાણિયા-ભાઈના મનમાં હાશ થયું.

પછી તો જોઈ લ્યો વાણિયાભાઈનો રોફ! બીજે ઠેકાણે પછી પોતાનાં એવાં તો વખાણ કર્યાં, એવાં તો વખાણ કર્યાં કે ન પૂછો વાત! ●

# વાણિયો ને ચોર


દીકરીને ઘેર
જાવા દે

એક હતી ડોશી. તે પોતાની દીકરીને ત્યાં જવા નીકળી. જતાં જતાં રસ્તામાં તેને એક વાઘ મળ્યો. વાઘ કહે – ડોશી, ડોશી! તને ખાઉં.

ડોશી કહે –

**દીકરીને ઘેર જાવા દે,**
**તાજીમાજી થાવા દે;**
**પછી મને ખાજે.**

વાઘ કહે – ઠીક.

પછી ડોશી આગળ ચાલી ત્યાં રસ્તામાં સિંહ મળ્યો. સિંહ કહે – ડોશી, ડોશી! તને ખાઉં.

ડોશી કહે –

**દીકરીને ઘેર જાવા દે,**
**તાજીમાજી થાવા દે;**
**પછી મને ખાજે.**

પછી વળી આગળ ચાલતાં ડોશીને સાપ, વરુ વગેરે જનાવરો મળ્યાં. ડોશીએ ઉપર પ્રમાણે જવાબ આપ્યો.

ડોશી તો તેની દીકરીને ત્યાં ગઈ. દીકરી રોજ રોજ ડોશીને સારું સારું ખવરાવે-પિવરાવે પણ ડોશી સારી થાય નહિ. પછી એક દિવસે ડોશીને તેની દીકરીએ પૂછ્યું – માડી! ખાતાંપીતાં તમે પાતળાં કેમ પડતાં જાઓ છો? ડોશી કહે – દીકરી, બાપુ! હું તો પાછી ઘેર જઈશ ને, ત્યારે મને રસ્તામાં જનાવરો ખાઈ જવાનાં છે. મેં તેમને બધાંને કહ્યું છે કે... હું મારી દીકરીને ત્યાં જઈને પાછી આવું પછી મને ખાજો.

દીકરી કહે – અરે માડી! એમાં તે બીઓ છો શું? આપણે ત્યાં એક ભંભોટિયો છે. તેમાં તમે બેસજો અને પછી ભભોટિયાને દોડાવતાં દોડાવતાં લઈ જજો.

ડોશી માટે તો દીકરીએ એક ભંભોટિયો આણ્યો. પછી ડોશીમા તેમાં બેઠાં અને ભભોટિયો દડતો દડતો ચાલ્યો.

રસ્તામાં તેને વાઘ મળ્યો. ભંભોટિયાને જોઈને વાઘ કહે – ભભોટિયા, ભંભોટિયા! ક્યાંય ડોશી દીઠાં?

ભભોટિયો કહે –

**કિસકી ડોશી, કિસકા કામ,**
**ચલ ભંભોટિયા અપને ગામ.**

વાઘ તો આ સાંભળી વિચારમાં પડ્યો – માળું, આ શું? આ ભભોટિયામાં તે શું હશે?

વાઘ તો ભંભોટિયાની પાછળ પાછળ ચાલ્યો. પછી સિંહ, સાપ વગેરે બીજાં જનાવર મળ્યાં અને ઉપર પ્રમાણે ભભોટિયાને સૌએ પૂછ્યું. પણ ભભોટિયામાંથી એક જ જવાબ મળ્યો. આથી સૌ ભંભોટિયા પાછળ ચાલ્યાં.

છેવટે ભંભોટિયો ડોશીના ઘર પાસે આવ્યો.

ડોશી તેમાંથી હળવેક દઈને બહાર નીકળી ઘરમાં જવા જાય ત્યાં તો બધાં જનાવરો તેને ઓળખી ગયાં. સૌ કહે – ડોશી! તને અમે ખાઈએ. ડોશી! તને અમે ખાઈએ.

એટલામાં ડોશી એકદમ દોડીને ઘરમાં પેસી ગયાં અને બારણાં બંધ કરી દીધાં.

પછી જનાવરો બધાં નિરાશ થઈને પાછાં ચાલ્યાં ગયાં●



એક હતી ડોશી. એક વાર એની હથેળીમાં ફોડલો થયો. ફોડલો ફૂટ્યો ને એમાંથી એક ખિસકોલી નીકળી. ડોશીએ તો ખિસકોલી માટે ઝાડવે ઝોળી બાંધી ને તેમાં ખિસકોલીને સુવાડી. ડોશી ઘરનું કામ કરતાં આમ જાય, તેમ જાય ને ખિસકોલીને હીંચકો નાખે ને હાલરડાં ગાય –

**હાથના લેશું હજાર,**
**પગના લેશું પાંચસે,**
**નાકના લેશું નવસે;**
**તોય મારી ખીલીબાઈને ઘરમધોળે દેશું,**
**સૂઈ જાવ, ખીલીબાઈ! સૂઈ જાવ.**

પાસેના ગામનો એક રાજા શિકારે નીકળેલો. ડોશીના કૂબા પાસેથી જતાં જતાં તેણે ખીલીબાઈનું હાલરડું સાંભળ્યું. રાજાના મનમાં વિચાર થયો – આ તે ખીલીબાઈ કેવી હશે? ડોશી આટલા બધા રૂપિયા માગે છે, તો ખીલીબાઈનું રૂપ તો બહુ ભારે હશે!

રાજાએ તો ખીલીબાઈ સાથે પરણવાનો વિચાર કર્યો. રાજા ડોશી પાસે ગયો ને તેને કહ્યું – ડોશી, ડોશી! આ તું શું બોલે છે? ખીલીબાઈ ક્યાં છે? મને તારી દીકરી બતાવ તો ખરી મારે એને પરણવું છે.

ડોશી કહે – ભાઈ! તમે તો રાજા કહેવાઓ. તમારાથી તે કાંઈ ખિસકોલીને પરણાય? એ તો જનાવર કહેવાય. હાલરડું તો હું મારી ખિસકોલીબાઈને ગાઉં છું. મારે કોઈ બીજી દીકરી નથી.

રાજાએ ડોશીનું કહેવું માન્યું નહિ. તેણે કહ્યું – ડોશી ભલે તમારી ખીલીબાઈ જનાવર રહ્યાં! હું તો એને જ પરણીશ.

પછી ડોશી કહે – ત્યારે લઈ આવો રૂપિયા. આ મારી કુલડી ભરાઈ જાય એટલા રૂપિયા મને આપશો તો હું તમને મારી દીકરી પરણાવીશ. રાજા તો રૂપિયા લેવા ગયો. ડોશી હતી લોભી. ઘણા બધા રૂપિયા લેવાની તેણે યુક્તિ કરી. તેણે એક મોટો ખાડો ગાળ્યો; તેના ઉપર એક કોઠી મૂકી; તેના ઉપર એક ગોળો; ગોળા ઉપર એક મોરિયો ને તેના ઉપર કુલડી મૂકી.

બધાંને નીચેથી કાણાં હતાં.

રાજા આવ્યો. રાજાના માણસો કુલડી રૂપિયાથી ભરવા માંડ્યા, પણ કુલડી કેમે કરી ભરાય નહિ! છેવટે ઘણા રૂપિયા નાખ્યા ત્યારે કુલડી ભરાઈ. પછી ડોશીએ ખીલીબાઈને રાજા સાથે પરણાવી. રાજા ખીલીબાઈને પરણીને ઘેર આવ્યો. રાજાએ તો ખીલીબાઈને માટે રૂપાળું સોનાનું પાંજરું કરાવ્યું અને સાતમે માળ ટંગાવ્યું. ત્યાં જવાનો કોઈને હુકમ નહિ. સૌ વિચાર કરવા લાગ્યા કે રાજા તે કોને પરણી લાવ્યા હશે? ખીલીબાઈને તો રોજ સારા સારા દાણા નખાય. ખીલીબાઈ દાણા ખાય ને પાંજરામાં કૂદે. રાજા રોજ રોજ સાંજસવાર ખીલીબાઈને મળવા જાય. એક વાર પ્રધાને રાણી કોણ છે તે જાણવા વિચાર કર્યો. તેણે પરીક્ષા કરવાનું ધાર્યું ને રાજાને પૂછ્યું – રાજાજી, રાજાજી! આપનાં રાણીને કામકાજ આવડે ખરાં?

રાજાએ કહ્યું – હા.

પ્રધાન કહે – તો રાણીજી આ સાળમાંથી અણીશુદ્ધ ચોખા કાઢી આપશે? રાજાએ હા કહી, ને ચોખાની સૂંડલી ખિસકોલી પાસે લઈને મૂકી. ખિસકોલીબાઈ તો સમજી ગયાં. તેણે તો ચાંચે ચાંચે સાળ એવી ફોલી કે એક પણ તૂટી નહિ. એક રાતમાં આખી ટોપલી અણીશુદ્ધ ચોખાથી ભરી દીધી.

સવારે રાજાજી પ્રધાન પાસે ટોપલી લઈ ગયા.

પ્રધાન અણીશુદ્ધ ચોખા જોઈ દિંગ જ થઈ ગયા! પ્રધાનજીએ તો વળી રાણીની પરીક્ષા કરવા કહ્યું – રાજાજી! ત્યારે આપનાં રાણી લીલી ગારમાં ચીતર પાડી દે ખરાં કે?

રાજાએ કહ્યું – હા. એમાં તે શી મોટી વાત છે? પ્રધાને એક ઓરડામાં ગાર કરાવી ને રાજાજીને કહ્યું – હવે રાતમાં રાણીજી ભલે ચીતર પાડી આપે.

ખિસકોલીબાઈ તો તેની બીજી બહેનપણીઓને બોલાવી આવી ને પછી બધી ખિસકોલીઓએ દોડાદોડ કરી મૂકી. સવાર પડી ત્યારે તો ગાર ઉપર સુંદર ચીતર ચીતરાઈ રહ્યાં. પ્રધાનજી તો સવારે ચીતર જોઈને વિચારમાં પડી ગયા. તેમણે કહ્યું – રાણીજી તો બહુ હોશિયાર!

પછી એક વાર રાજાને બીજે ગામ જવું પડ્યું. રાજાએ પાંજરામાં દાણાપાણી મૂકયાં. રાજાજીને પાછા આવતાં વાર થઈ ને પાંજરામાંથી દાણા-પાણી ખૂટી ગયાં. ખીલીબાઈને બહુ તરસ લાગી. પછી તે ગળે કુલડી બાંધી કૂવે પાણી ભરવા ગઈ. કૂવે ઊભી ઊભી પાણી ભરતી હતી ત્યાં ઉપરથી શંકરપાર્વતીનો રથ નીકળ્યો. શંકર કહે – પાર્વતીજી! આ ખિસકોલી કોણ છે, જાણો છો?

પાર્વતીજી કહે – ના જી.

શંકર કહે – એ તો માણસ છે. એને દેવનો શાપ લાગ્યો છે એટલે ખિસકોલીનો અવતાર આવ્યો છે. પાર્વતીને દયા આવી ને તેણે શંકરને વિનંતી કરી કે તમે કેમે કરી આ ખિસકોલીને માણસ કરી દ્યો. પછી શંકરે ઉપરથી પાણી છાંટ્યું એટલે ખિસકોલીબાઈ સોળ વરસની સુંદરી થઈ ઊભાં રહ્યાં. ખિસકોલીબાઈ તો સુંદરી બની રાજાને મહેલે ગયાં. રાજા ઘેર આવ્યો ત્યારે તેને બધી વાતની ખબર પડી. તે બહુ ખુશી થયો. પછી ખાધું પીધું ને રાજ કર્યું ●





# એક ઉંદરની વાર્તા

એક હતો ઉંદર. એની પૂંછડીમાં એક કાંટો વાગ્યો. તે ગયો હજામ પાસે. જઈને કહે – હજામ, હજામ! કાંટો કાઢ. હજામ ચીપિયાથી કાંટો કાઢવા બેઠો.

ઉંદર કહે – મારી પૂંછડી તૂટશે તો?

હજામ કહે – તો મારી બલા ગઈ.

હજામ જ્યાં કાંટો કાઢવા ગયો ત્યાં તો પૂંછડી તૂટી ગઈ. ઉંદર કહે –

પૂંછડી દે, નહિ તો ચીપિયો લઈને ભાગું;
પૂંછડી દે, નહિ તો ચીપિયો લઈને ભાગું.

એમ કહેતો ને ઉંદર ચીપિયો લઈને ભાગ્યો. ભાગીને ઉંદર ગયો એક કુંભાર પાસે. કુંભારને પગે કાંટો વાગ્યો હતો. તે બિચારો હાથે કાંટો કાઢતો હતો. ઉંદર કહે – કુંભારકાકા, કુંભારકાકા! લો આ મારો ચીપિયો. કાંટો એનાથી જ કાઢો ને?

કુંભારે તો ચીપિયો લીધો. ઉંદર કહે – પણ મારો ચીપિયો ભાંગી જશે તો?

કુંભાર કહે – તો મારી બલા ગઈ.

કુંભાર કાંટો કાઢવા લાગ્યો ત્યાં તો ચીપિયો ભાંગી ગયો. ઉંદર કહે –

ચીપિયો દે, નહિ તો મટકું લઈને ભાગું;
ચીપિયો દે, નહિ તો મટકું લઈને ભાગું.

એમ કહેતોક ને ઉંદર મટકું લઈને ભાગ્યો. ત્યાંથી ગયો એક કણબી પાસે. કણબી ખોબે ખોબે પાણી પીતો હતો. ઉંદર કહે – લે ને ભાઈ આ મટકું! હાથેથી પાણી પીએ છે તે આનાથી પી ને?

કણબી કહે – લાવ ને ભાઈ!

ઉંદર કહે – પણ મારું માટલુ ફૂટી જશે તો?

કણબી કહે – તો મારી બલા ગઈ.

પાણી પીતાં પીતાં મટકું ફૂટી ગયું. ઉંદર કહે –

મટકું દે, નહિ તો બળદ લઈને ભાગું;
મટકું દે, નહિ તો બળદ લઈને ભાગું.

એમ કહેતોક ને ઉંદર કણબી પાસેથી બળદ લઈને ભાગ્યો. ત્યાંથી ઉંદર ગયો ઘાંચી પાસે. ઘાંચીએ ઘાંચણને ઘાણીએ જોડી હતી. ઉંદર કહે – અરે ભાઈ! આ બળદ જોડ ને? બાયડીને શું કામ જોડી છે?

ઘાંચી કહે – લાવ ભાઈ! એને જોડું.

ઉંદર કહે – પણ મારો બળદ મરી જાય તો?

ઘાંચી કહે – તો મારી બલા ગઈ.

ઘાણી ફેરવતાં બળદ મરી ગયો. ઉંદર કહે –

બળદ દે, નહિ તો બાયડી લઈને ભાગું;
બળદ દે, નહિ તો બાયડી લઈને ભાગું.

એમ કહેતોક ને ઉંદર બાયડી લઈને ભાગ્યો. ત્યાંથી ગયો એક ગોડિયા પાસે. ગોડિયો એકલો એકલો ખેલ કરતો હતો. ઉંદર કહે – અરે ગોડિયાભાઈ! એકલા એકલા ખેલ કરો છો તે આ બાયડી લો ને?

ગોડિયો કહે – લાવ ને ભાઈ!

ઉંદર કહે – પણ એ મરી જાય તો?

ગોડિયો કહે – તો મારી બલા ગઈ.

બાયડીને તો દોરડા ઉપર ચડાવી, પણ ત્યાંથી પડીને એ તો મરી ગઈ. ઉંદર કહે –

લાવ મારી બાયડી, નહિ તો ઢોલકું લઈને ભાગું;
લાવ મારી બાયડી, નહિ તો ઢોલકું લઈને ભાગું.

એમ કહેતોક ને ઉંદર ઢોલકું લઈને ભાગ્યો. ઉંદરભાઈ તો પછી ઝાડ ઉપર ચડીને બેઠા ને ઢોલકું વગાડવા લાગ્યા –

ઢૂમ, ઢૂમ, ઢૂમ, ઢૂમ, ઢૂમ, ઢૂમ!
પૂંછડીમાંથી ચીપિયો લીધો,
ચીપિયામાંથી મટકું લીધું;
ઢૂમ, ઢૂમ, ઢૂમ, ઢૂમ, ઢૂમ, ઢૂમ!
મટકામાંથી બળદ લીધો,
બળદમાંથી બાયડી લીધી;
ઢૂમ, ઢૂમ, ઢૂમ, ઢૂમ, ઢૂમ, ઢૂમ!
બાયડીમાંથી ઢોલકું લીધું;
ઢૂમ, ઢૂમ, ઢૂમ, ઢૂમ, ઢૂમ, ઢૂમ ○





એક હતો કાગડો અને એક હતી કાબર. બન્ને જણાંને દોસ્તી થઈ.

કાબર ભલી અને ભોળી હતી પણ કાગડો બહુ પક્કો હતો. કાબરે કાગડાને કહ્યું – કાગડા-ભાઈ, કાગડાભાઈ! ચાલોને આપણે ખેતર ખેડીએ? દાણા સારા થાય તો આખું વરસ ચણવા જવું ન પડે અને નિરાંતે ખાઈએ.

કાગડો કહે – બહુ સારું; ચાલો.

પછી કાબર અને કાગડો પોતાની ચાંચોથી ખેતર ખેડવા લાગ્યાં.

થોડી વાર થઈ ત્યાં કાગડાની ચાંચ ભાંગી એટલે કાગડો લુહારને ત્યાં તે ઘડાવવા ગયો. જતાં જતાં કાબરને કહેતો ગયો – કાબરબાઈ! તમે ખેતર ખેડતાં થાઓ. હું હમણાં ચાંચ ઘડાવીને આવું છું.

કાબર કહે – ઠીક.

પછી કાબરે તો આખું ખેતર ખેડી નાખ્યું પણ કાગડાભાઈ આવ્યા નહિ.

કાગડાભાઈની દાનત ખોટી હતી એટલે ચાંચ તો ઘડાવી પણ કામ કરવાની આળસે ઝાડ

**ઠાગાઠૈયા કરું છું**



ઉપર બેઠા બેઠા લુહારની સાથે ગપ્પાં મારવા લાગ્યા.

કાબર તો કાગડાની રાહ જોઈ થાકી ગઈ એટલે કાગડાને બોલાવવા ગઈ. જઈને કાગડાને કહે– કાગડાભાઈ, કાગડાભાઈ! ચાલો ને? ખેતર તો ખેડાઈ ગયું. હવે આપણે વાવીએ.

કાગડો કહે –

**ઠાગાઠૈયા કરું છું,**
**ચાંચુડી ઘડાવું છું,**
**જાવ, કાબરબાઈ! આવું છું.**

કાબર પાછી ગઈ અને એણે તો વાવવાનું કામ શરૂ કર્યું. કાબરે રૂપાળો બાજરો વાવ્યો. થોડા દિવસમાં એ એવો તો સુંદર ઊગી નીકળ્યો કે બસ!

એટલામાં નીંદવાનો વખત થયો એટલે વળી કાબરબાઈ કાગડાને બોલાવવા ગઈ. જઈને કાગડાને કહે –કાગડાભાઈ, કાગડાભાઈ! ચાલો, ચાલો; બાજરો બહુ સારો ઊગ્યો છે. હવે જલદી નીંદવું જોઈએ, નહિતર મોલને નુકસાન થશે.

આળસુ કાગડાએ ઝાડ ઉપરથી કહ્યું:

**ઠાગાઠૈયા કરું છું,**
**ચાંચુડી ઘડાવું છું,**
**જાવ, કાબરબાઈ! આવું છું.**

કાબર તો પાછી ગઈ અને એકલીએ ખેતર આખું નીંદી નાખ્યું.

વખત જતાં કાપણીનો સમય આવ્યો એટલે કાબર વળી કાગડાભાઈને બોલાવવા ગઈ. જઈને કાગડાને કહે–કાગડાભાઈ! હવે તો ચાલો, કાપણીનો વખત થયો છે. મોડું કાપશું તો નુકસાન થશે.

લુચ્ચા કાગડાએ કહ્યું –

**ઠાગાઠૈયા કરું છું,**
**ચાંચુડી ઘડાવું છું,**
**જાવ, કાબરબાઈ! આવું છું.**

કાબરબાઈ તો નિરાશ થઈ પાછી ગઈ. અને ખિજાઈને એકલીએ આખા ખેતરની કાપણી કરી નાખી.

પછી તો કાબરે બાજરીનાં ડૂંડાંમાંથી બાજરો કાઢ્યો. અને એક કોર બાજરાનો એક ઢગલો કર્યો, અને બીજી કોર એક મોટો ઢૂંસાંનો ઢગલો કર્યો અને ઉપર થોડોએક બાજરો નાખ્યો.

પછી તે કાગડાને બોલાવવા ગઈ. જઈને કહે–કાગડાભાઈ! હવે તો ચાલશો ને? બાજરાના ઢગલા તૈયાર કર્યા છે. તમને ગમે તે ભાગ તમે રાખજો.

વગર મહેનતે બાજરાનો ભાગ મળશે એ જાણી કાગડાભાઈ ફુલાઈ ગયા.

તેણે કાબરને કહ્યું – ચાલો બહેન! તૈયાર જ છું. હવે ચાંચ બરાબર થઈ ગઈ છે.

કાબર મનમાં બોલી – ખોટી દાનતનાં ફળ હવે બરાબર ચાખશો, કાગડાભાઈ!

પછી કાગડો અને કાબર ખેતરે આવ્યાં. કાબર કહે – ભાઈ! તમને ગમે તે ઢગલો તમારો.

કાગડાભાઈ તો મોટો ઢગલો લેવાને માટે ઢૂંસાંવાળા ઢગલા ઉપર જઈને બેઠા. પણ જ્યાં બેસવા જાય ત્યાં ભાઈસા'બના પગ ઢૂંસાંમાં ખૂંતી ગયા અને આંખમાં, કાનમાં ને મોઢામાં બધે ઢૂંસાં ભરાઈ ગયાં અને કાગડાભાઈ મરણ પામ્યા!

પછી કાબરબાઈ બાજરો પોતાને ઘેર લઈ ગઈ અને ખાધું પીધું ને મોજ કરી●

એક હતા રામસિંગભાઈ અને બીજા હતા ચાંદાભાઈ. બન્ને ગિરાસદારો. રામસિંગભાઈ હતા ગામેતી; પાંચસાત ગામના ધણી. ચાંદાભાઈને ઘેર માત્ર બે જ સાંતીની ભોં. રામસિંગભાઈને તો રાજદરબાર. જે આવે તે ચોરે બેસે, હોકાપાણી પીએ, અફીણકસુંબા લે, રોટલા ખાય ને ઘેર જાય.

ચાંદાભાઈના ઘરમાં ઠણઠણપાળ અને મદનગોપાળ. ચાર ખૂણે ચાર અગિયારશ ને વચમાં ગોકળ-આઠમ. ઘરે આવ્યોય ભૂખ્યો જાય! પણ ચાંદાભાઈ મોઢાના ભારે હોશિયાર. એક સરસ ઘોડી રાખે, ધોળાં ફૂલ કપડાં પહેરે અને ગામગપ્પાં કર્યા કરે. જ્યાં ત્યાં જઈ મહેમાન થાય ને મજા કરે.

ચાંદાભાઈએ તો રામભાઈની ભાઈબંધી કરી. રામભાઈને શી ખોટ હતી? ચાંદાભાઈ રામસિંગ-ભાઈને ત્યાં વરસમાં બેત્રણ માસ રહે; ખાય, પીએ ને ચમન ઉડાવે. પાછા વળતાં ખૂબ ખૂબ તાણ કરે – રામસિંગભાઈ! હવે મારે ત્યાં એક વાર જરૂરાજરૂર પધારો.

એક વાર ભગવાનને કરવું છે તે રામસિગભાઈને કયાંક સગામાં જવાનું થયું; પાછા વળતાં

# ચાંદાભાઈનું ચાંદરણું



રસ્તામાં ચાંદાભાઈનું ગામ આવે. રામસિંગભાઈ-ને મનમાં થયું... માળું, વારે વારે ચાંદાભાઈ તાણ કરી જાય છે પણ આપણે જતા નથી; તે ચાલ ને આ વખતે તો એને ગઢે જાઉં?

રામસિંગભાઈ ને બીજા ભાયાતોએ ઘોડીઓ ચાંદાભાઈના ગામ ભણી વાળી. ચાંદાભાઈને કોઈએ વાવડ આપ્યા ને ચાંદાભાઈ મૂંઝાયા – રામસિંગભાઈને ત્યાં તો ખાઈખૂંદી આવ્યા છીએ; પણ ખવરાવવું શું? ઘરમાં તો હાંડલાં કુસ્તી કરે છે! ત્યાં રામસિંગભાઈની ઘોડીએ ખોંખારો દીધો ને સાદ પાડ્યો – કાં ચાંદભા બાપુ! ક્યાં ગયાં? ચાંદભા કોને મોં બતાવે? ચાંદભા તો ઠકરાણાનો સાડલો ઓઢીને સોડ તાણીને સૂતા. રામસિંગ ઠાકોર ગઢમાં આવી પહોંચ્યા. પૂછ્યું – ચાંદભા ઠાકોર ઘરમાં છે કે?

કોક બાઈ આવીને કહે – બાપુ! એ તો જૂનાગઢ-ના ગરાસને કામે ગયા છે, કાલ-પરમ આવશે. રામભાઈને વહેમ પડ્યો... માળું, વાત ખોટી લાગે છે. હજી કાલ તો ચાંદભા ગામમાં સાંભળ્યા 'તા!

રામસિંગ ઠાકોર કહે – એ તો ઠીક, પણ ઘરમાં કોણ સૂતું છે? કોઈ માંદુંબાંદું નથી ને?

બાઈ કહે – આ તો જસુફુઈ છે. જરા માથું દુ:ખે છે તે સૂતાં છે.

રામસિંગ ઠાકોરને થયું... ચાલો ને જસુફુઈના ખબર તો પૂછતા જઈએ! ઘરમાં જઈને સાડલો ઊંચો કરી કહે – કાં ફઈબા! માથું શેણે દુ:ખે છે, બા? પણ ત્યાં તો અંદરથી મૂછાળી ફઈબા ચાંદભા નીકળ્યા!

રામસિંગભાઈ તો ઠરી જ ગયા; પોતે ભોંઠા પડી ગયા! સાથે એક ગઢવી હતો એનાથી ન રહેવાયું. એની જીભ સળવળી –

ચાંદાભાઈનું ચાંદરણું
ને રામજીભાઈના રોટા;
જસુફુઈને મૂછો આવી
કળજગ આવ્યા ખોટા



## બાળવાર્તાઓ વિશે

આ નાનકડા પુસ્તકમાં જે બાળવાર્તાઓ આપેલી છે તેમાં કળા છુપાયેલી છે, તાત્ત્વિક બોધ અદશ્ય રૂપે વસે છે, જનસ્વભાવનું મૂક વર્ણન છે ને મુગ્ધ બાળકોને આશુતોષ આહ્લાદ ઓતપ્રોત છે; તેથી જ શિક્ષકને તે ઉત્તમ મદદગાર છે. અનુભવી અને ઉત્સાહી શિક્ષકોને એટલી જ પ્રાર્થના છે કે આ વાર્તાઓ સુધારવા પ્રયત્ન કરશો નહિ. આ વાર્તાઓનું ધ્યાન કરો, ધ્યાનથી તદાકાર થાઓ અને પછી જે તમને સ્ફુરે તે બાળકો પાસે મૂકજો. આ વાર્તાઓ શાસ્ત્રનો સંયમ પાળતી નથી, પણ તેની અંદર એક સ્વાભાવિક સંયમ હોય છે. પાપીને ધિક્કાર્યા વગર પાપપુણ્યનો ભેદ બતાવે છે, અને સમાજસેવાના ઉચ્ચ આદર્શનો ખ્યાલ આપતાં વિશ્વવ્યાપી પ્રેમ ઉત્પન્ન કરે છે. આ વાર્તાઓ યાત્રાળુઓની માફક દેશાંતરમાં ફરે છે, અને જ્યાં જ્યાં જાય છે ત્યાં પ્રેમધર્મ સ્થાપિત કરે છે.

● કાકા કાલેલકર



## શિક્ષક ભાઈબહેનોને

લ્યો આ બાળવાર્તાઓ. તમે તે બાળકોને કહી સંભળાવજો. બાળકો હોંશે હોંશે વાર વાર તે સાંભળશે. જોજો, વાર્તાઓ સુંદર રીતે કહેજો; વાર્તા કહેવાની ઢબે કહેજો; લહેકાથી કહેજો; રસથી કહેજો. કોઈ કોઈ વાર વાર્તાઓ વાંચી પણ સંભળાવજો. જેવડાં બાળકો હોય એવી વાર્તા પસંદ કરજો. ભાઈ! એક વાત ના કરતા. વાર્તાઓ બાળકોને ગોખાવશો નહિ; તેમની પાસેથી કઢાવશો નહિ; પરીક્ષાને માટે તેમને તે ભણાવશો નહિ.

તમે જાતે જ અનુભવજો કે વાર્તાઓ કેવી જાદુઈ લાકડી છે. તમારે બાળકો સાથે પ્રેમ બાંધવો હોય તો વાર્તાથી પગ માંડજો. તમારે બાળકોની અભિમુખતા સાધવી હોય તો વાર્તા પણ એક સાધન છે. મોટા પંડિત થઈને વાર્તા કહેશો નહિ; જ્ઞાન આપવા બેસશો નહિ; તટસ્થ રહીને કહેશો નહિ. વાર્તામાં તમે પોતે નાહજો અને બાળકોને નવડાવજો.

● ગિજુભાઈ



# કાકીડો-દેડકી



એક હતી દેડકી. તે એક કાકીડા સાથે પરણી. એક વખત દેડકી અને કાકીડો સામસામી વાડે બેઠાં હતાં. દેડકી કાકીડા પાસે સામી વાડે જતી હતી ત્યાં એક હાથી નીકળ્યો. દેડકીએ હાથી સામે જઈ ને કહ્યું –

છપરપગા હાથીડા!
તું જોઈ ને ચાલ,
રૂડું રતન ચગદાશે!

હાથી કહે –

ચીબરા નાકની દેડકી!
તને દેખે છે કોણ?

દેડકીને ચીબરા નાકની કહી તેથી પોતાનું અપમાન થયું માની તેણે કાકીડા પાસે આવીને રાવ ખાધી –

વાડે બેઠા રાજા ભોજરાજજી!
છપરપગા હાથીડે મને
ચીબરા નાકની દેડકી કીધી!

કાકીડે વિચાર કર્યો કે દેડકી જો હાથી સામે ચાલશે તો મરી જશે. તેણે કહ્યું –

જાઓ પદમણી પાતળાં!
માંગરને માર્યા જોશે ●

